# શ્રી પંચકલ્યાણકની પુજા.

—૦—

પંડિત વીરવીજેની બનાવેલી

છપાવી પ્રસિદ્ધ કરનાર

મગનલાલ દેવચંદ.

અમદાવાદમાં

[illegible] દરવાજા નજીક સરૈયા સાંકળચંદ હરી૦

ભાઈના મકાનમાં અમદાવાદ સત્યોદય પ્રેસમાં

મગનલાલ મનસુખરામે છાપી.

સંવત ૧૯૪૦ સન ૧૮૮૪

કિમત ૧॥ આનો

૧ ફૂલ ૨ અક્ષત તણી ૩ ॥ જળ ૪ ચંદન ૫ મનોહાર
ધુપ ૬ દીપ ૭ નૈવેદશું ૮ પુજા અષ્ઠ પ્રકાર ॥ ૫ ॥

ઢાળ.

પ્રથમ પુરવ દિશે ॥ એ દેશી ॥ પ્રથમ એક પીઠીકા
॥ ઝગમગ દીપીકા ॥ થાપી પ્રભુ પાસ તે ઉપરેએ ॥ ૨-
જત રેકેબીયો ॥ વિવિધ કુસુમે ભરી ॥ હાથ નર નારી
ધરી ઉચરેએ ॥ ૧ ॥ કનક બાહુ ભવે ॥ બંધ જિન
નામનો ॥ કરિય દસમે દેવલોક વાશી ॥ સકસુરથી ધણી
॥ તેજ કાંતિ ભણી ॥ વીસ સાગર સુખ તે વીલાશી॥
૨ ॥ ખેત્ર દસ જિનવરા ॥ કલ્યાણક પાંચસે ॥ ઓછવ
કરત સુર સાથશુંએ ॥ થઈય અગ્રેશરી ॥ સાસય જિન
તણી ॥ રચત પુજા નિજ હાથશુંએ ॥ ૩ ॥ યોગ્ય શા
એ મતા ॥ માસ ખટ થાકતા ॥ દેવને દુખ બહુ જા-
તીનુંએ ॥ તે નવી નિપજે ॥ દેવ જિન જીવને ॥ જોવ
તાં હાણ ઉપપાતનુંએ ॥ ૪ ॥ મુગતીપુર મારગે ॥ શીત-
ળ છાંહડી ॥ તીરથની ભૂમી ગંગાજળેઓ ॥ ચૈત્ય અભિ
શેકતા ॥ સુકૃત તરૂ સિંચતા ॥ ભક્તિ બહુલા ભવિ ભેત
તારેએ ॥ ૫ ॥ વારણુને અસી ॥ દોય વચમાં વસી ॥
કાશી વણારશી નયરીયેએ ॥ અસ્વસેન ભુપતી ॥ વામા
રાણી સતી ॥ જૈનમતી રતિ અનુસારીયેએ ॥ ૬ ॥
ચ્યાર ગતિ ચોપડા ॥ ચ્યવનના ચુકવી ॥ શિવ ગયા તસ
ઘર નમન જાવે ॥ બાળ રૂપે સુર તિહાં ॥ જનની મુ-
ખ જોવતા ॥ શ્રી શુભવીર આણંદ પાવે ॥ ૭ ॥ અથ

કાવ્ય ॥ ભોગીયદા લોક નતો વિયોગી ॥ બહુત્ર પાતોલ
પદે નિયોગી ॥ કલ્યાણ કારી દુરીસાપ હારી ॥ દુશાવતા
રી વરદસ પાર્શ્વ ॥ ૧ ॥ ઓ૦ રહીં ॥ શ્રી પરમપુ-
રુષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુ નિવારણાય શ્રીમતે
જિનેંદ્રાય પુષ્પાણિય જલેકુ સ્વાહા ॥ ઇતિ ચ્વન કલ્યા
ણકે પ્રથમ પુજા ॥૧ ॥

**॥ દુહા ॥** કૃશ ચતુર્થે ચૈત્રની ॥ પુરણાયુ સુર
તેહ ॥ વામા માત ઉદર નિશિ ॥ અવતરીયા ગુણ ગેહ
॥ ૧ ॥ સુપન ચતુદેશ મોટકાં ॥ દેખે માતા તામ ॥ ર
યણી સમે નિજ મંદીરે ॥ સુખ સજ્યા વિસરામ ॥ ૨ ॥

## ઢાળ.

મિથાત વારિને કોસ્યા સમકીત પામીરે ॥
એ દેશી ॥ રૂડો ભાસ વસંત ફળી વન રાજીરે ॥
રાયણને સહકાર વાલ્હા ॥ કેતકી જાય ને માલતીરે ॥ ભ
મર કરે ઝંકાર વાલ્હા ॥ કોયલ મદ ભર ટહુકતીરે ॥ બે
ઠી આંબા ડાળ વાલ્હા ॥ હંસ જુગલ જળી ઝીલતાંરે ॥
વિમળ સરોવર પાર વાલ્હા ॥ મંદ પવનની લેહેરમાંરે ॥
માતા સુપન નિહાળ વાલ્હા ॥આંકણી ॥ દીઠો પ્રથમ ગ
જ ઊજળોરે ॥ બીજે રીખભ ગુણવંત વાલ્હા ॥ તીજે સીંહ જ
કેસરીરે ॥ ચોથે શ્રીદેવી મહંત વાલ્હા ॥ માળ જુગલ કુ
સ પાંચમેરે ॥ છઠે રોહિણી કંત વાલ્હા ॥ ઉગતો સુરજ
સાતમેરે ॥ આઠમે ધજ લેહકંત વાલ્હા ॥ રૂડો મા૦ ॥
નવમે કળશ રૂપા તણોરે ॥ દસમે પદમ સર જાણ વા

ઢુંઢા ॥ અગીઆરમે રતનાગરૂરે ॥ બારમે દેવ વિમાનવા લ્હા ॥ ગંજ રતનનો તેરમોરે ॥ ચઉદમે વગની વખાણું વાલ્હા ॥ ઉતરતાં આકાશથીરે ॥ પેસતાં વદન પ્રમાણુવા લ્હા ॥ ૩૦ ॥ ૨ ॥ માતા સુપન લઇ જાગીયાંરે ॥ આ વધી જુએ સુરરાજ વાલ્હા ॥ શક્ર સ્તવ કરી વંદીયારે ॥ જનનિ ઉદર જીનરાજ વાલ્હા ॥ એણે સમે ઇંદ્ર આ વીયારે ॥ માતા આગળ ધરી લાજ વાલ્હા ॥ પુન્ય વંતિ તુમે પામીયુંરે ॥ તણ ભુવનનું રાજ વાલ્હા ॥ ૩૦ ચઉદ સુપનનો અરથ કહીરે ॥ ઇંદ્ર ગયા નિજ ઠામ વા લ્હા ॥ ચોસઠ ઇંદ્ર મળી ગયારે ॥ નંદીસર જિન ધામ વાલ્હા ॥ ચ્યવન કલ્યાણક ઓછવરે ॥ શ્રીફળ પુજન કામ વાલ્હા ॥ શ્રી શુભવીર તેણે સમેરે ॥ જગત જીવ વિસરા મ વાલ્હા ॥ ૪ ॥ ॥ ઓગી૦ ॥ ઓ૦ શ્રીફલ પુજય ન્તમે સ્વાહા ॥ ઇતિ દ્વિતીય પુજા ॥

—o—

## પુજા ૩ જી.

॥ દુહો ॥ શ્રી ઉદય નૃપ તેડાવીઆ ॥ સુપન પાઠ ક નીજ ગેહ ॥ ચઉદ સુપન ફળ સાંભળી ॥ તૃતીય વી સર્જ્યા તેહ ॥ ૧ ॥ ત્રણ જ્ઞાનેસ્યું ઉપન્યા ॥ તેત્રિશમા અરિહંત ॥ વાગા ઉરસલ હસલે ॥ દીન દીન વૃદ્ધિ લ હંત ॥ દોહલા પુરે સુપની ॥ સ્વામીનો વૃંદ સમેત ॥ નિ

ન પુજે અક્ષત ધરી ॥ ચામર પંખા લેત ॥ ૨ ॥

## ઢાળ.

મીત એ મ્હોરી નવી કરીએ ॥ એ દેશી ॥ રમતિ ગમતિ હમુને સહેલી ॥ બિહુ મળી શિખીયે એક તાળી ॥ અખિ આજ અનોપમ દિવાળી ॥ લીલ વિલાશી પુરણ મારે ॥ મોશા દશમનિશી રહીયાળી ॥ સ૦ ॥ ૧ ॥ પશુ પં ખી વશિયાં વનવાશી ॥ તે પણ સુખિયાં સમકાળી ॥ સ૦ ॥ એણિ રાતે ઘર ઘર ઓછવસે ॥ સુખિયાં જગતમેં નર નારી ॥ સ૦ ॥ ૨ ॥ ઉતમ ગ્રહ વિશાખા જોગે ॥ જનમ્યા પ્રભુજી જયકારી ॥ સ૦ ॥ સાતે નરકે થયાં અજુઆળાં ॥ થાવરને પણ સુખકારી ॥ સ૦ ૩ ॥ માત નમી આઠે દિગ કુમરી ॥ અધો લોકની વસનારી ॥ સ૦ ॥ સુતી ઘર ઈશાને કરની ॥ જોજન એક અશુચી ટાળી ॥ સ૦ ૪ ॥ ઉરધ લોકની આઠ કુમારી ॥ વરસાંધે જળ કુસુમાળી ॥ સ૦ ॥ પુર્વે રૂચક આઠ દર્પણ ધરતી ॥ દક્ષણની આડકસ શાળી ॥ સ૦ ૫ ॥ આડે પછિમની પંખા ધરતી ॥ ઊત્તર આઠ ચમર ઢારી ॥ સ૦ ॥ વિદિશીની ચઊ દીપ ધરંતી ॥ રૂચક ધીપની ચઊ બાળી ॥ સ૦ ૬ ॥ કેળ તણાં ઘર ત્રણ કરીને ॥ મર્દન સ્નાન અલંકારી ॥ સ૦ ॥ રક્ષા પોટલી બાંધી બિહુને ॥ મંદિર મેહેલ્યાં શિણગારી ॥ સ૦ ૭ ॥ પ્રભુ

મુખ ક્રમકે ઓમરી ભમરી ॥ રાસ રમંતી લટકાળી ॥ સ૦ ॥ પ્રભુ. માતા તું જગતની માતા ॥ જગ દીપકની ધરનારી ॥ સ૦ ૮ ॥ માજી તુજ નંદન ઘણું જીવો ॥ ઉત્તમ જીવને ઉપગારી ॥ સ૦ ॥ છપ્પનદિગ કુમરી ગુણ ગાતી ॥ શ્રી સુભવીર વચન શાળી ॥ સ૦ ૯ ॥ જોગી૦ જો૦ ॥ ઇતિ અષ્ટાન પુજા તૃતિય ॥ ૩ ॥

---

## પુજા ૪ થી

॥ દુહા ॥ ચશીતાસન સોહમપતી ॥ રચી વધમાન વિશાલ ॥ પ્રભુ જન્મોછવ કારણે ॥ આવંતા તતકાળ॥૧

### ઢાળ.

॥ કાજ શીધાં શકલ હવે સાર ॥ એ દેશી ॥

હવે સગ્ગ્રશુ ઘોખ વજાવે ॥ દેવ દેવી સર્વે મિલાવે ॥ ઇરે પાલક સુર અભિધાન ॥ તિણે પાલક નામે વિમાન ॥ ૧ ॥ પ્રભુ પાસનું મુખડું જોવા ॥ ભવ ભવનાં પાતીક ખોવા ॥ ચાલે સુર નીજ નીજ ટોળે ॥ મુખ મંગળીક માળા બોલે ॥ પ્રભુ૦ ૨॥ સિંહાસન બેઠા ચલીયા ॥ ઇરી બહુ દેવે પરવરીયા ॥ નારી મીત્રના પેરયા આવે ॥ કેઇક પોતાને ભાવે ॥ પ્રભુ૦ ૩ હુકમે કેઇ ભક્તિ ભરેવા ॥ વળી કેઇક કૌતક જોવા ॥ દઇ કાસર કેસરી નામ ॥

દમ્બી ગરૂડ ચડયા કેઇ છાગ ॥ પ્રભુ૦ ૪ ॥ વાહન બેના
નની વાસ ॥ સઘળું થયું આકાશ ॥ કેઇ બોલે કરતા
તાડા ॥ સાંકડા ભાઇ પર્વના દાડા ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ ઇહાં
આવ્યા સર્વ આણંદે ॥ જિન જનનીને હરી વંદે ॥ પાંચ
રૂપે હરિ પ્રભુ હાથ ॥ એક છત્ર ધરે શિર નાથ ॥ પ્ર-
ભુ૦ ૬ ॥ બે બાજુ ચમર ઢાળે ॥ એક આગળ વજ્ર
ઉલાળે ॥ જઇ મેરૂ ધરિ ઉછંગે ॥ ઇંદ્ર ચોસઠ મળીયા
રૂંગે ॥ પ્રભુ૦ ॥૭॥ ખીરોદક ગંગા વાણિ ॥ માગધ વર
દામના પાણિ ॥ જાતિ આઠના કળસ ભરીને ॥ અઢિસેં
અભિષેક કરીને ॥ પ્રભુ૦ ॥૮॥ દીવો મંગળ આરતી કી
જે ॥ ચંદન કુસુમે કરી પુજે ॥ ગીત વાજીત્રના બહુ
ઠાઠ ॥ આલેખે મંગળ આઠ ॥ પ્રભુ૦ ॥૯॥ ઇત્યાદિક ઓ
છવ કરતા ॥ જઇ માતા પાસે ધરતા ॥ કુંડળ જુગ વસ્ત્ર
ઓસીકે ॥ દડો ગેડી રતન મેં મુકે ॥ પ્રભુ૦ ॥ ૧૦ ॥
કોડ બત્રીસ રત્ન રૂપઇયા ॥ વરસાવિ ઇંદ્ર ઉચરીયા ॥ જી
ન માતાસ્યુ જે ધરે ખેદ ત તસ મસ્તક થાશે છેદ ॥ પ્ર
॥ ૧૧ ॥ અંગુઠે અમૃત વાહી ॥ નંદીશ્વર કરે અઠાઇ ॥
દેઇ રાજા પુત્ર વધાઇ ॥ ઘર ઘર તોરણ બિરચાઇ ॥ પ્ર॥
૧૨ ॥ દસ દિન ઓછવ મંડાવે ॥ બારમેદિન નાત જમા
વે ॥ નામ થાપે પાર્શ્વકુમાર ॥શુભ વિરવિજય જયકાર ॥
પ્રભુ ॥ ૧૩ ॥ ભોગિ૦ ॥ ઓ૦ ॥ ઈતી જળ પુજા પુ
જા ચતુર્થી

---

# પુજા ૫ મી.

**॥ દુહો ॥** અમૃત પાને ઉછર્યા ॥ રમતા પાસ કુમાર ॥ અહિ લંછન નવ કરતનુ વરતે અતીશ ચાર ॥ ૧ ॥ યોવન વય પ્રભુ પામતા માત પિતાદિક જેહ ॥ ચંદને પરણાવે નૃપ પુત્રિકા પ્રભાવતી ગુણ ગેહ ॥ ૨ ॥ ધસિ ઘન સારસ્યું ॥ નિજ ઘર ચૈત્ય વિશાલ ॥ પુજો પુષ્પ ભરણ મેળવી ॥ પુજે જગત દયાલ ॥ ૩ ॥

ઢાળ.

બાળ પણે જોગી હુવા માઇ ભીક્ષા દેને ॥ એ દેશી ॥ સોના રૂપાકે સોંગટે સઇયા ખેલત બાજી ॥ ઇંદ્રાણી મુખ દેખતે હરી હોતહે રાજી ॥ ૧ ॥ એક દિન ગંગાકે બીચે સુર સાથ બીહોરા ॥ નારી ચકોરા અપછરા બોહોત કરત નીહોરા ॥ ૨ ॥ ગંગાકે જળ ઝીલતે છાંડી બાહ લીયાં ॥ બાવન ખેલ ખેલાયકે સવી મંદીર વળિયા ॥ એક મંદીર માળિયે ॥ સારી આલમ દેખે ॥ હાથ પુજાકા લે ચલે ॥ ખાન પાન વિશેખે ॥ પુછ્યા પડુતર દેતહે ॥ સુનો મોહન મેરે ॥ તાપસકુ બંદન ચલે ॥ ઉઠી લોક સવેરે ॥ ૫ કમઠ જોગી તપ કરે પંચ અગનકી ઝાળા, હો લાલ કહામણી ગળે મોહનમાળા ॥ ૬ ॥ પાસ કુંવર દેખન ચલે તપશીપે આયા ॥ ઉહીનાણે દેખકે ॥ પિછે જો હોંશી બોલાયા ॥ ૭ ॥ સુણ તપશી સુખ લેણકું ॥ જપે

જોગ૮ માળે ॥ અજ્ઞાનસે અગ્નિ ગિર્યે જોગકુ પરજાળે ॥
૮ ॥ કમઠ કહે સુણુ રાજવી તુમે અસ્ત્ર ખેલાઓ જોગી
કે ઘર હે બડે ॥ મત કો બતલાઓ ॥ ૯ ॥ તેરા ગુરૂ
કુન હે બડા ॥ જિને જોગ ધરાયા ॥ નહી ઓળખાયા
ધર્મકુ ॥ તનુ કષ્ટ બતાયા ॥ ૧૦ ॥ હમ ગુરૂ ધર્મ પીછા
નતે નહી કવડી પાસે ॥ ભુલ ગયે દુનિયા દશા રેહેતે વ-
નવાસે॥૧૧॥ વનવાશી પસુ પંખીયાં ॥ એસે તુમ જોગી॥જો
ગી નહી પણ ભોગીયા ॥ સંસારકે સંગી ॥૧૨॥ સંસાર
બુરા છોડકે ॥ સુન હો લઘુ રાજા ॥ જોગી જંગલ શે-
વતે ॥ લેઇ ધર્મ અવાજા ॥ ૧૩ ॥ દયા ધરમકા મુળ હે
॥ કયા કાન ફુકાયા ॥ જીવ દયા નહુ જાનતે ॥ તપ કો
ગઢ માયા ॥ ૧૪ ॥ બાત દયાકી દાખિયે ॥ ભુલ ચુક
મારા ॥ ખેર ભેર કયા બોલણુ ॥ એસા ઢાગ ડમાળા ॥
૧૫ ॥ સાંઇ હુકમસે શેવકે ॥ બડા કાષ્ટ ચિરાયા ॥ ના-
ગ નિકાલા એકલા॥ પરજલતી કાયા ॥૧૬॥શેવક મુખ ન-
વકારસે ॥ ધરણેંદ્ર બનાયા ॥ નાગ કુમારે દેવતા ॥ બહુ
રિદ્ધિ પાયા ॥૧૭॥ રાણી સાથ વસંતમે ॥ વન ભીતર
પેઠે ॥ પ્રાસાદ સુંદર દેખને ॥ ઉંહાં જાકર બેઠે ॥ ૧૮
રાજીમતીકુ છોડકે નેમ સંયમ લીના ॥ ચિત્રામણ જીન
જોવતે ॥ વૈરાગે ભિના ॥ ૧૯ લોકાંતિક સુર તે સમે॥
બોલે કરજોરી ॥ અવસર સંજમ લેનકા ॥ અબ બેર હે
થોરી ॥ ૨૦ નિજ ઘેર આયે નાથજી ॥ પિયા ખિણ ખિ
ણુ રોવે ॥ માત પિતા સમજાય કે ॥ દાન વરશી દેવે ॥
૧૨ ॥ દિન દુઃખ સુખીયા કિયા ॥ દાળદ્રકુ ચુરે ॥ શ્રી

સુખ વિર હરિ તિહાં ॥ ધન સઘળા પુરે ॥ ૨૨ ॥ બો-
ગી૦ ઓ૦ ॥ ચંદન પુજા ॥ ઇતિ જન્મ કલ્યાણ કે ॥
પંચમી ચંદન પુજા ॥ ૫ ॥

—૦—

## પુજા ૬ ઠ્ઠી.

॥ દુહા ॥ વરશી દાનને અવસરે ॥ દાનશીએ ભગ
તેહ ॥ રોગ હરે ખટમાસનો ॥ પામે સુંદર દેહ ॥ ૧ ॥
ધુપ ઘટા ધરી હાથમાં ॥ દીક્ષા અવસર જાણ ॥ દેવ
અસંખ્યમિલ્યા તિહાં ॥ માનું સંજમ ઠાણ ॥ ૨ ॥

## ઢાળ.

ઘરમાં
દેખો ગતિ દેવનીરે ॥ એ દેશી ॥ તીસ વરસ
વસ્યારે ॥ સુખ ભર વામા નંદ ॥ સંજમ રશીયા જાણીને
રે ॥ મળિયા ચોસઠ ઇંદ્ર ॥ નમો નિત નાથજીરે ॥ ૧ ॥
નિરખત નયના નંદ ॥ નમો ॥ એ આંકણી ॥ તિરથે.દક
વર ઓષધિરે ॥ મેળવતા બહુ ઠાઠ ॥ આઠ જાતિ કળ.
સા ભરીરે ॥ એક સહસને આઠ ॥ નમો ॥ ૨ ॥ અસ્વ
સેન રાજા પુરેરે ॥ પાછળ સુર અભિષેક ॥ સુરતરૂ પેરે
અલંક રહ્યારે ॥ દેય ન ભુલે વિવેક ॥ નમો ॥ ૩ ॥ બેઠિ વ
વિસાલા રૂપ શિબિકારે ॥ બેઠા સિંહાસવ નાથ ॥

કરી દક્ષણેરે ॥ પટસાટક મેઈ હાથ ॥ નમો ૪ ॥ વામ
દિસે અંબ ધાતરીરે ॥ પાછળ ધરી શણગાર ॥ છત્ર ધ
એક જોવનારે ॥ ઈશાન ફળ કરનાર ॥ નમો ॥ ૫ ॥ અ
ગ્નિ ખુણે એક જોવનારે ॥ રયણુ મે પંખો હાથ ॥ ચસ
ત શીબીકા ગાવતીરે ॥ સર્વ સાહેલી સાથ ॥ નમો ॥ ૬
સક્ર ઈશાન ચામર ધરેરે ॥ વાજીત્રનો નહી પાર ॥ આઠ
મંગળ આગળ ચલેરે ॥ ઈંદ્ર ધજા ઝણકાર ॥ નમો ॥
॥ ૭ ॥ દેવ દેવી નર નારીયોરે ॥ જુએ કરે પરણામ ॥
મુગમાં પડેરા સજનારે ॥ બોલે પ્રભુને તામ ॥ નમો
॥ ૮ જીત નિશાન ચડાવજોરે ॥ મોહનિ કરે ચકચુર ॥
જીમ સંવસ્તર દાનથીરે ॥ દળદર કાઢયું દુર ॥ નમો ॥
૯ ॥ વરઘેડેથી ઉતર્યારે ॥ કાશી નયરને બાહાર ॥ આ
શ્રપુદ ઉધાનમાંરે ॥ વૃક્ષ અશોક રસાળ ॥ નમો ॥ ૧૦॥
અઠમ તપ ભુખણુ તજીરે ॥ ઉચ્ચરે મહાવ્રત ચાર ॥
પોસ બહુલ એકાદશીરે ॥ ત્રણ્ય સયાં પરિવાર ॥ નમો
॥ ૧૧ ॥ મન પર્યવ તવ ઉપન્યુરે ॥ ખંધ ધરે જગદીશ
॥ દેવ દુસ ઈંદ્રે દિયુરે ॥ રહેસે વરેસ ચતતિસ ॥ નમો
॥ ૧૨ ॥ કાઉશગ મુદ્રાયે રહ્યારે ॥ સુર નંદીસર જાત
॥ માત પીતા વંદી વળ્યારે ॥ શ્રીસુભ વીર પ્રભાત ॥
નમો ॥ ૧૩ ॥ ભોગી० ॥ ૐાં० ॥ ઇતિ દીક્ષા કલ્યાણકે
ધુપ પુજા ॥૬ ॥

---

## પુજા ૭ લી

॥ દુહા ॥ સાર્થ ધન્ય ઘરે પારણું ॥ પ્રથમ પ્રભુએ કીધ પંચ દિવ્ય પ્રગટાવિને ॥ તાસ મુગતિ સુખ દીધ ॥ ૧ ॥ જગ દીપક પ્રગટાવવા ॥ તપ તપતા રહિ રાણુ ॥ તિણે દીપકની પુજના ॥ કરતાં કેવળ નાણુ ॥ ૨ ॥

### ઢાળ.

મહાવીર પ્રભુ ઘેર આવે ॥ એ દેશી ॥ પ્રભુ પારસ નાથ સધાવ્યા ॥ કાદંબરી અટવી આવ્યા ॥ કુંડ નામે સરોવર નીરે ॥ ભરયું પંકજ નીરમળ નીરેરે ॥ મન ॥ ૧ ॥ ધન્ય લોક નગર ધન્ય વેળારે ॥ મન ॥ આંકણી કાઉસગ મુંદ્રા પ્રભુ ઠાવે ॥ વન હાથી તિહાં એક આવે જળ સુંઢ ભરિ નવરાવે ॥ જીન અંગે કમળ ચઢાવેરે ॥ ॥ મન ॥ ૨ ॥ કળી કુંડ તીરથ તિહાં થાવે ॥ હસ્તી દેવની ગતી પાવે ॥ વળી કોસુભ વન આણંદે ॥ ધરણેંદ્ર વિનય ધરી વંદેરે ॥ મન ॥ ૩ ॥ ત્રણ દિન ફણી છત્ર ધરાવે ॥ અહીછત્રા નગરી વસાવે ॥ ચલના તાપસ ઘર પુંઠે ॥ નીશી આવી વસ્યા વડ હેઠેરે ॥ મન ॥ ૪ ॥ થયો કમઠ મરી મેઘમાળી ॥ આવ્યો વિભંગ નિહાળી ॥ ઉપસર્ગ કરયા બહુ જાતી ॥ નિશ્ચળ દીઠી જીન છાતીરે ॥ મન ॥ ૫ ॥ ગગને જળ ભરી વાદળીઓ ॥ વરસે ગાજે વીજળીઓ ॥ પ્રભુ નાશા ઉપર જળ જાવે ॥ ધરણેંદ્ર પ્રિયાસહ આવેરે ॥ મન ॥ ૬ ઉપસર્ગ હરી પ્રભુ પુજે ॥ મેઘમાળી પાપથી ધ્રુજે ॥ જીન

ભક્તિ સમકિત પાવે॥ મેકુ જાણુ શ્વરગે સુધ્રાવેરે ॥ મન ॥ ૭ ॥ આવ્યા કાશી ઉદ્યાને ॥ રહ્યા સ્વામી કાઉ સગ ધ્યાને ॥ અપુરવ વીરજ ઉલ્લાસે ॥ ઘન ઘાતી ચાર વિનાશેરે ॥ મન ॥ ૮ ॥ ચોરાશી ગયા દીન આખા ॥ વદી ચઇત્ર ચોથ વીશાખા ॥ અઠમ તરૂ ધાતકી વાસી ॥ થયા લોક પરકાશીરે ॥ મન ॥ ૯ ॥ ગજે ચોસઠ ઈંદ્ર તેવાર ॥ રચે સમોવસરણ મનોહાર ॥ સિંહાસન સ્વામી સુહાવે ॥ શીર ચામર છત્ર ધરાવેરે ॥ મન ॥ ૧૦ ॥ ચોત્રીસ અતિશય થાવે ॥ વનપાળ વધામણી લાવે ॥ અશ્વસેન વામા રાણિ પરભાવતી હરખે ભરાણીરે ॥ મન ॥ ૧૧ ॥ સામૈયુ સજી સહુ વંદે ॥ જિન વાણી સુણી આણંદે ॥ સસરો સાસુ વહુ સાથે ॥ દિક્ષા લીધી પ્રભુ હાથેરે ॥ મન ॥ ૧૨ ॥ સંઘ સાથે ગણી પદ ધરતા ॥ સુર જ્ઞાંન મહોછવ કરતા ॥ સ્વામી દેવ છંદે સુહાવે ॥ સુભ વીર વચન રસ ગાવેરે ॥ મન ॥ ૧૩ ॥ ભોગી૦॥ ઓ૦ ઇતિ કેવળજ્ઞાન કલ્યાણકે દીપક પુજા સપ્તમી॥ ૭ ॥

---

## પુજા ૮ મી.

॥ દુહા ॥ સુભ આદે દસ ગણધરા ॥ સાધુ સોળ હજાર ॥ અડતીસ સહસ તે સાધવી ॥ સ્વાર મહાવ્રતધાર ॥ ૧ ॥ એક લખ ચઉસઠ સહસછે ॥ શ્રાવકનો પરીવાર ॥ સગ વીસ સહસ તે શ્રાવિકા ॥ તિગલખ ઉપર બાર

॥ ૨ ॥ દેશ, વિરતીધર એ સહુ ॥ પૂજે જિન ત્રણ કાલ ॥પ્રભુ પડિમા આગળ ધરે ॥ નિત્ય નૈવેદનો થાળ ॥ ૩ ॥

**ઢાળ.**

॥એક સમે સામળીયાજી વૃંદાવનમાં ॥ એ દેશી ॥ રંગ રશીયા રંગરસ બન્યો ॥ મન મોહનજી ॥ કોઇ આગળ નવિ કેહેવાય ॥ મનડું મોહ્યુંરે મન મોહનજી ॥ વેધકતા વેધક લહે ॥ મન ॥ બીજા બેઠા વા ખાય ॥મનડું ॥ ૧ ॥ લોકોતર ફળ નીપજે ॥ મન ॥ મોટો પ્રભુનો ઉપગાર ॥ મનડું ॥ કેવળ નાણ દિવા કરૂ ॥ મન ॥ વિચરંતા સુર પરિવાર ॥ મનડું ॥ ૨ ॥ કનક કમળ પગલાં ઠવે ॥ મન ॥ જળ બુંદ કુસુમ વરસાત ॥ મનડું ॥શિર છત્ર વળિ ચામર ઢળે ॥ મન ॥ તરૂનમતા મારગ જાત ॥મનડું ॥ ૩ ॥ ઉપદેશી કેઇ તારીયા મન ॥ગુણ પાંત્રીસ વાણી રસાળ ॥ મનડું ॥ નર નારી સુર અપછરા ॥મનડું ॥ પ્રભુ આગળ નાટકસાળ ॥ મનડું ॥ ૪ ॥ અવની તળ પાવન કરી ॥ મન ॥ અંતિમ ચોમાસું જાણ ॥ મનડું ॥ સમેતશીખર ગિરી આવિયા ॥ મન ॥ ચઢતા શિવ ઘર-સોપાન ॥ મનડું ॥ ૫ ॥ શ્રાવણ સુદિ આઠમ દિને ॥ મન ॥ વિશાખાએ જગદીશ ॥ મનડું ॥ અણસણ કરી એક માસનું ॥ મન ॥ સાથે મુનિવર તેત્રીસ ॥મનડું ॥ ૬ ॥ કાઉસગમાં મુગતિ વરયા ॥ મન ॥ સુખ પામ્યા સાદિ અનંત ॥મનડું ॥ એક સમય સમશ્રેણથી ॥ મન ॥ નિકર્મા ચઉ દ્રષ્ટાંત ॥ મનડું ॥ ૭ ॥ સુરપતિ, સઘળા તેહાં મળે ॥મન ॥ ખીરોદધી આણે નીર ॥ મનડું ॥

સ્નાનવિલેપણ ભુખણે ॥ મન ॥ દેવ કુસે સ્વામી શરીર
॥મનકું ॥ ૮ ॥ શોભાવી ધરી શિળીકા ॥ મન ॥ વા-
જીત્રને નાટક ગીત ॥ મનકું ॥ ચદંદન ચયપરજળતા ॥
મન ॥ સુરભકતી શોક સહિત ॥ મનકું ॥ ૯ ॥ થુંભ
કરે તે ઉપરે ॥ મન ॥ દાઢાદિક સર્ગે શેવ ॥ મનકું ॥
ભાવ ઉદ્યોત ગયે ;થકે ॥ મન ॥ દીવાળી કરતા દેવ ॥
મનકું ॥ ૧૦ ॥ નંદિસર ઓછવ કરે ॥ મન ॥ કલ્યા-
ણુક મોક્ષાનંદ ॥ મનકું ॥ વર્ષ અઢિસે આંતરૂ ॥ મન॥
સુભ વીર ને પાસ જીણુંદ ॥ મનકું ॥ ૧૧ ॥

## અથ ગીત

ઘેર આવો ઢોલા ॥ એ દેશી ॥ ઓછવ રંગ વધામ-
ણા પ્રભુ પાસને નામે ॥ કલ્યાણુક ઓછવ કીયો ॥ ચડ-
તે પરીણામે ॥ ઓછવ ॥ ૧ ॥ સતવરસાયુ જીવીને ॥
॥અક્ષય સુખ સ્વામિ ॥ તુમ પદ શેવા ભકિતમાં ॥ ન-
વિ રાખું ખાગી ॥ ઓછવ ॥ ૨ ॥ સાચી ભગતે સાહી
બા ॥ રીઝો એક વેળા ॥ શ્રી સુભ વીર કુયેસદા મન
વંછીત મેળા ॥ ॥ ૩ ॥

## કળસ.

ગાયો ગાયોરે સંખેશ્વર સાહીબ ગાયો ॥ જાદવ લોક-
ની જરા નીવારી ॥ જીનજી જગત ગવાયો ॥ પંચકલ્યા-
ણુક ઓછવ કરતાં ॥ અમ ઘર રંગ વધાયોરે ॥ સં ॥
૧ ॥ તપા ગછ શ્રી શીલસુરીના ॥ સત્ય વીજય ગુધ
કાયો ॥ કપુર જવિય ગુરૂ ખીમાવિજય તસ॥ જસ વિ-

જયો મુનિરયોરે ॥ સં ॥ ૨ ॥ નામ શીસ સંવેગી ગીતારથ ॥ શાંત સુધારસ નાહયો ॥ શ્રી સુભ વિજયસુ ગુરૂ સુપસાયે ॥ જય કમળા જગ પાયોરે ॥ સં ॥ ૩ ॥ રાજનગરમાં રહી ચોમાસુ ॥ કુમતિ કુતિર્ક હઠાયો ॥ વીજય દેવડ સુરીશ્વર રાજે ॥ એ અધીકાર બનાયોરે ॥ સં ॥ ૪ અઢારસે નવ્યાસી અખય ત્રીજ ॥ અક્ષત પુન્ય ઊપાયો ॥ પંડીત વીરવીજય પદમાવતી ॥ વંછીત દાય સહાયોરે ॥ સં ॥ ૫ ભોગી૦ ॥ ઓ૦ નૈવેધંગ યજામહે સ્વાહા: ॥ ઇતિ શ્રી પંચકલ્યાણક મહોછવે અષ્ટપ્રકારી પૂજા સંપુર્ણ.




આમાં કાંઇ ભુલ ચુક હોય તો તે મીછામી દોકડં ને વાંચનારાઓએ માફ કરી અમારી ભૂલને સુધારીને વાંચવું

# જાહેર ખબર.

અમારે ત્યાં આ શિવાય જૈનધર્મનાં તથા કાયદાતથા ડાકટરના કીસ્સા તથા વારતાઓ તથા ગાયનો વિગેરે હરેક જાતનાં પુસ્તકો રોકડી કીમતે કીફાયતથી મળશે, જેમને જોઇએ તેમણે મંગાવવાં, નાટપેડ કાગળ લેવામાં આવશે નહી.

બુકસેલર મગનલાલ દેવચંદ ઠા. માણેકચોકમાં